# હજ અને ઉમરહ
# ની
# સરળ તરતીબ



રજૂકર્તા :

**સુલેમાન મજાદરી**

પ્રકાશક

**કાઝી બુક ડેપો**

રાનીતલાવ, મરકઝ સામે, સુરત

(ફોન: ૦૨૬૧-૨૪૯૧૯૮૫)



## મક્કા મોઅઝ્ઝમા

લબ્બૈક, અલ્લાહુમ્મ લબ્બૈક,
લબ્બૈ-ક લા શરી-ક લ-ક લબ્બૈક,
ઇન્નલ હમ્દ, વન્નિઅ્મ-ત લ-ક વલ મુલ્ક,
લા શરી-ક લક.

# تلبیہ



## لَبَّیْکَ ۝

میں حاضر ہوں۔

## اَللّٰھُمَّ لَبَّیْکَ ۝

اے میرے ربّ، میں حاضر ہوں۔

## لَبَّیْکَ لَاشَرِیْکَ لَکَ لَبَّیْکَ ۝

حاضر ہوں، تیرا کوئی شریک نہیں، میں حاضر ہوں۔

## اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ

بے شک، ساری تعریفیں اور نعمتیں تیرے ہی لئے ہیں۔

## وَالْمُلْکَ لَاشَرِیْکَ لَکَ ۝

اور ساری بادشاہی بھی، تیرا کوئی شریک نہیں۔

# તલબીયા

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

*લબ્બૈક* ●

હું હાઝર છું

*અલ્લાહુમ્મ-લબ્બૈક* ●

એ મારા રબ હું હાઝર છું

*લબ્બૈક લાશરીક-લક-લબ્બૈક* ●

હાઝર છું, તા'રો કોઈ શરીક નથી, હું હાઝર છું

*ઈન્નલ્હમ્દ વન્નિઅ્મત-લક*

બેશક બધી તા'રીફો અને નેઅમતો તારા માટેજ છે

*વલમુલ્ક લા શરીક-લક* ●

અને બધી બાદશાહી પણ,તારો કોઈ શરીક નથી.



મકામે ઈબરાહીમ
હજરે અસ્વદ
કાળી પટ્ટી
કા'બા
શરીફ
હતીમ
રૂકને યમાની
તવાફ કરવાની દિશા
મતાફ
મતાફ
મતાફ
મતાફ
મતાફ

## કા'બા શરીફ

કા'બા શરીફનું બાંધકામ સૌથી પહેલા ફરિશ્તાઓએ કર્યું.

તે પછી હઝરત આદમ અલયહિસ્સલામ, તે પછી હઝરત આદમ અલયહિસ્સલામના દીકરા હઝરત શીસ અલયહિસ્સલામે તેનું નવેસરથી નિર્માણ કર્યું.

ત્યાર બાદ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ અને એમના પુત્ર હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામે સાથે મળીને નવેસરથી કા'બા શરીફનું બાંધકામ કર્યું.

કા'બા શરીફની તા'મીરની ઉપરોક્ત વાત કુર્આન મજીદમાં છે. (સૂરતુલ બકરહ : ૧૨૫).

## બૈતુલ મા'મૂર

બૈતુલ મા'મૂર એટલે ફરિશતાઓના કિબ્લા જે સાતમાં આસમાન ઉપર છે અને આપણા કા'બા શરીફની ઉપર બરાબર સીધાણમાં છે. ફરિશ્તાઓ બૈતુલમા'મૂરનો સતત તવાફ કરતાંજ રહે છે.

## હજનો પહેલો દિવસ ૮ ઝિલ્હજજા

મક્કાથી મીના રવાનગી

મિનામાં આજનો દિવસ

ઝોહર

અસર

મગરિબ

ઈશા

રાત્રે મિના માં રોકાણ

## હજનો બીજો દિવસ ૯ ઝિલ્હજજા

ફજરની નમાઝ મિનામાં પઢી ને અરફાત ના મેદાન તરફ રવાનગી

રવાનગી પહેલા ગુસલ

ઝોહર ની નમાઝ અરફાતમાં

અરફાતમાં થોભવું

અસર ની નમાઝ અરફાતમાં

મગરિબના સમય મગરિબની નમાઝ પઢયા વગર મુઝદલિફા તરફ રવાનગી

મગરિબ અને ઈશા મુઝદલિફામાં

મુઝદલિફા માં શયતાનને મારવા માટે કાંકરીયો વીણો અને ધોઈ લો.

## હજનો ત્રીજો દિવસ ૧૦ ઝિલ્હજ્જા

મુઝદલિફામાં ફજર ની નમાઝ પછી મિના તરફ રવાનગી

પ્રથમ

મોટા શૈતાનને સાત કાંકરીયો મારવી

પછી

કુર્બાની

પછી

માથાના વાળનું મુંડન

પછી

એહરામ ઉતારી લો

પછી

તવાફે ઝિયારત માટે મક્કા જવું

રાત્રે મિનામાં રોકાણ

## હજનો ચોથો દિવસ ૧૧ ઝિલ્હજ્જા

મિનામાં રમી કરવી ઝવાલ પછી ગુરૂબે અફતાબ સુધી

પ્રથમ

નાના શૈતાન ને

પછી

દરમીયાની શૈતાનને

પછી

મોટા શૈતાનને

તવાફે ઝિયારત ગઈકાલે ન કરી હોય તો આજે

રાત્રે મિનામાં રોકાણ

## હજનો
## પાંચમો દિવસ
## ૧૨ ઝિલ્હજ્જા

મિનામાં રમી કરવી ઝવાલ પછી ગુરૂબે અફતાબ સુધી

પ્રથમ

નાના શૈતાન ને

પછી

દરમીયાની શૈતાનને

પછી

મોટા શૈતાનને

તવાફે ઝિયારત બાકી હોય તો આજે મગરિબ પહેલા જરૂર કરી લો

૧૩ ઝિલ્હજ્જા જો રોકાવવા ઈરાદો હોય તો ઝવાલ પહેલા કાંકરીયો મારી શકાય.

## તકબીરાતે તશરીક

નવમી ઝિલ્હજ્જાની ફજરની નમાઝ પછી તકબીરે તશરીક શરૂ થઈ જાય છે. આ તકબીર તેરમી ઝિલ્હજ્જા અસરની નમાઝ સુધી પઢવામાં આવે છે :-

અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર
લાઈલાહ-ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર
અલ્લાહુ અકબર વલિલ્લાહિલ્હમ્દ

## મુલ્તઝિમ

મુલ્તઝિમ એટલે હજરે અસ્વદ અને કા'બતુલ્લાહના દરવાજાની વચ્ચેની જગ્યા. આ જગ્યાએ દુઆ ખાસ રીતે કબૂલ થાય છે.

રસૂલેકરીમ સલ્લલ્લાહુઅલયહિવસલ્લમ એ આ જગ્યા પોતાના બન્ને હાથ માથા ઉપર સીધા મૂકીને પોતાના સીના મુબારકને કા'બાની દીવારથી લગાવીને ચહેરા મુબારક પણ દીવાર ઉપર મૂકીને રડી રડી ને દુઆઓ માંગી હતી.

## મકામે ઈબ્રાહીમ

કા'બા શરીફનાં દરવાજાની થોડાક નજીક એક કાચનું ખોખું મૂકેલ છે. જેમાં ચાંદીના તશ્તથી ઢાકેલ એક પત્થર છે. એ પત્થર ઉપર હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના કદમ મુબારકના નિશાન છે.

આપે આ પત્થર ઉપર ઊભા રહીને કા'બા

શરીફની તા'મીર કરી હતી. એ જગ્યાને મકામે ઈબ્રાહીમ કહેવાય છે. આ તે મુબારક જગ્યા છે જ્યાં દુઆઓ કબૂલ થાય છે.

તવાફ કર્યા પછી મકામે ઈબ્રાહીમ પાસે બે રકઅત નમાઝ "વાજિબુત્તવાફ" પઢવામાં આવે છે. જો ત્યાં જગ્યા ન મળે તો નજીકમાં ગમે ત્યાં નમાઝ પઢી લેવી.

## મીઝાબે રહમત

કા'બા શરીફના છત પરથી હતીમમાં જે પરનાળા થી પાણી પડે છે તેને *"મીઝાબે રહમત"* કહેવાય છે. એની નીચે નમાઝ પઢવી એ જન્નતમાં નમાઝ પઢવા બરાબર છે.

## હતીમ

કા'બા શરીફના પરનાળાવાળી દીવાલની સામે જે અર્ધ ગોળાકાર દીવાલ છે એની અંદર ની જગ્યા હતીમ કહેવાય છે. આ ભાગ કા'બા શરીફમાં શામિલ છે.

હતીમમાં નમાઝ પઢવી કા'બા શરીફમાં નમાઝ પઢવા બરાબર છે.

## ઈસ્તેલામ

### "હજરે અસ્વદનો બોસો (ચુંબન)"

બન્ને હાથ હજરે અસ્વદ સામે એ રીતે ફેલાવો કે બન્ને હથેળીયો બિલ્કુલ હજરે અસ્વદ તરફ રહે અને આ પઢો :

*બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર*
*વલિલ્લાહિલ્હમ્દવસ્સલાતુ વસ્સલામુ*
*અલારસૂલેહિલકરીમ.*

ત્યાર પછી હથેળીઓને ધીમેથી ચુંબન કરો.

## ઈજતેબા

જો તવાફ પછી સઈ કરવી હોય છે તો તવાફ પહેલા ચાદરને જમણી બગલના નીચેથી કાઢી ડાબા ખભા ઉપર નાખવી અને જમણો ખભો ખુલ્લો રાખવો. આ હાલત સાતે ચક્કર માં બાકી રહેવા દેવી. સાત ચક્કર પૂરા થવાથી ચાદર થી જમણો ખભો પણ ઢાંકી દો.ઈજતેબા ફક્ત તવાફમાં હોય છે. સઈમાં નથી હોતું.

## રમલ

તવાફના પ્રથમ ત્રણ ચક્કરમાં અકકડ થઈને ખભા હલાવતા રહીને ટુંકા પગલા ભરતાં ભરતાં ઝડપભેર ચાલવાને રમલ કહેવામાં આવે છે.

જે તવાફ પછી સઈ ન કરવી હોય તે તવાફ માં રમલ કરવામાં આવતો નથી.

## સઈ

સફા અને મરવહ આ બન્ને પહાડની ટેકરીઓ છે. સફા ટેકરી થી નિય્યત કરીને મરવહ સુધી ચાલવું એક ચક્કર અને મરવહ થી સફા સુધી બીજો ચક્કર. એજ રીતે સાત ચક્કર અને જ્યાં બે બે લીલા થાંભલા અને લીલી લાઈટો લગાવી છે, મરદો ને તે વચ્ચે થોડાક ઝડપથી ચાલવાનું સુન્નત છે. જ્યારે બીજા ભાગોમાં પોતાની અસલ ચાલથી ચાલવું સુન્નત છે.

## તવાફ

તવાફ દરમિયાન વુઝૂ હોવું જરૂરી છે. તવાફ કરતા પહેલા નિય્યત કરવી જરૂરી છે. તમે કયા પ્રકારનો તવાફ કરો છો એની નિય્યત કરો.

## તવાફે ઉમરહ

ગુસલ અને વુઝૂ કરી મીકાતથી એહરામ બાંધી ઉમરહની નિય્યતથી જે તવાફ કરવામાં આવે છે તેને તવાફે ઉમરહ કહેવામાં આવે છે.

(૧) ઉમરહ નું એહરામ શર્ત છે

(૨) તવાફ રમલ સાથે શર્ત છે

(૩) સઈ વાજિબ છે

(૪) માથું મુંડાવવું વાજિબ છે

## તવાફે નફલ

એહરામ વગર વુઝૂ સાથે નફલ તવાફની નિય્યતથી કા'બા શરીફના સાત ચક્કર પૂરા કરી મકામે ઈબ્રાહીમ પાસે બે રકઅત નમાઝ વાજિબુત્તવાફની નિય્યતથી પઢવી. કા'બા શરીફ નજર સામે હોય તો ખૂબ દુઆ માંગો. ઝમઝમનું પાણી પીને અલ્લાહનો શુકર અદા કરો.

મક્કા શરીફમાં રોકાણ દરમિયાન જેટલા કરી શકો નફલ તવાફ કરો. ફરી આ સોનેરી તક નહીં મળે.

## તવાફે ઝિયારત

તવાફે ઝિયારત હજનું રૂકન છે. દસમી ઝિલ્હજજા થી બારમીની સાંજ પહેલા જરૂરી છે.

## તવાફે વિદાઅ

બયતુલ્લાહ (કા'બા શરીફ) થી રૂખસત થઈ પોતાના વતન પાછા ફરતી વખતે આ તવાફ કરવામાં આવે છે. આ તવાફ વાજિબ છે.

હયઝવાળી ઔરત ઉપર મજકૂર તવાફ વાજિબ રહેતો નથી.

## હજ્જે તમત્તો માટે રવાનગી

ઘરથી નીકળતા પહેલાં ગુસલ અને વુઝૂ પછી બે રકઅત નફલ પઢી લો. લોકોથી મુસાફહ કરતી વખત પઢો :

*યગફિરૂલ્લાહુ લના વલકુમ*

મુમ્બઈથી જિદદા રવાના થતા પહેલા એહરામ બાંધવાનો ઈરાદો કરો તો

હજામત બનાવી લો એટલે માથાના
વાળ મુંડાવી લો અથવા કતરાવી લો
તેમજ બગલના વાળ, દુંટી નીચેના વાળ, હાથ પગના નખો વગેરેની સફાઈ કરી લો.ત્યારપછી એહરામ ની નિય્યતથી ગુસલ અને વુઝૂ કરી લો સીવેલા કપડા, ટોપી, બૂટ સર્વે કાઢી નાખો અને એહરામ બાંધી લો.

આ પછી બે રકઅત નમાઝ એહરામના ચાદરથી માથું છુપાવી પઢો. સલામ ફેરતાજ માથું ખોલી નાખો અને તે જગ્યા ઉપર ઉમરહની નિય્યત કરી લો :

*યા અલ્લાહ હું ઉમરહની નિય્યત કરૂ છું મારા માટે ઉમરહને આસાન કર અને એને કબૂલ ફરમાવ.*

પછી ત્રણ વખત ઊંચા અવાજે તલબિયહ એટલે *લબ્બૈક* (પૂરી) પઢો. હવે તમે એહરામમાં દાખલ થઈ ગયા. માથું ઢાકવું નહી, મોઢુ ઢાકવું નહી તથા કપડા થી મોં લૂછવું નહી. વાળ, નખ વિગેરે કાપવા નહી.નહવામાં સાબુ લગાડવો નહી

3

અને શરીર નો મેલ દૂર કરવો નહીં,
મચ્છર માખી કોઈ પણ જીવને મારવું નહી.
હવે તલબિયહ વધુમાં વધુ પઢતા રહો બસમાં, પ્લેનમાં સફરમાં.મક્કા શરીફ પહોંચીને પોતાનો સામાન તંબૂમાં મૂકી ગુસલ અને વુઝૂ કરી તલબિયહ પઢતા પઢતા હરમ શરીફમાં દાખલ થાઓ.ખૂબ અદબથી માથું નીચું કરી ને આગળ વધો લાગે કે કા'બા શરીફ હવે સામે છે ત્યારે માથુ ઊંચુ કરી કા'બા શરીફ ઉપર નજર પડતા ત્રણ વખત :

*અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લાઈલાહ-ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર. વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિહિલ્કરીમ.*

પઢી પછી દુઆ માંગો એ વખતે જે દુઆઓ માંગવામાં આવે તે અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે છે. (જે માંગવું હોય તે પહેલા યાદ કરી રાખો.)

દુઆ પછી તલબિયહ પઢતા પઢતા આગળ સેહન તરફ ચાલો. હજરે અસ્વદ સામે કાળી પટટી છે એના પહેલા પટટીથી જરા આગળ ઊભા રહીને તવાફની નિય્યત આ રીતે કરો :

| | |
|---|---|
| તવાફે ઉમરહ | તવાફે નફલ |
| તવાફે ઝિયારત | તવાફે વિદાઅ |

*અય અલ્લાહ ! હું તારા ઈઝઝતવાળા ઘરના સાત ચક્કરની તવાફની નિય્યત કરૂં છું માત્ર તારી રઝામંદી માટે એને મારા માટે આસાન કર અને કબૂલ ફરમાવ.* નિય્યત કરી જરા જમણી બાજુ ખસો એ રીતે કે હજરે અસ્વદ બિલકુલ તમારી સામે આવી જાય એના માટે કાળી પટટી ઉપર ઊભા થઈ જવું.

નિય્યત પછી એટલે કે પ્રથમવાર હજરે અસ્વદ સામે ઊભા રહી એવી રીતે હાથ ઉઠાવો જેમ નમાઝ માં તકબીરે તહરીમા કહેતી વખતે ઉઠાવવામાં આવે છે એટલે કે બન્ને હાથ કાનની બુટી સુધી ઉઠાવો એ રીતે કે બન્ને હાથની હથેળીયો હજરે અસ્વદ અને બયતુલ્લાહ તરફ રહે અને :

*બિસમિલ્લાહિ અલ્લાહુ અકબર વલિલ્લાહિલ્હમ્દ* પઢો અને હાથ નીચા કરી લો ત્યાર પછી હજરે અસ્વદનો ઈસ્તેલામ કરો.

ઈસ્તેલામ પછી પોતાની જગ્યાએજ

ઊભા ઊભા જમણી તરફ ફરીને તવાફ શરૂ કરી દો.

## તવાફ ની દુઆ

*સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ*
*વલાઈલાહ-ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર*
*વલા હૌલ-વલા કુવ્વત*
*ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ્અઝીમ.*
*વસ્સાલાતુ વસ્સલામુ અલા રસૂલિહિલ્કરીમ.*

હતીમને તવાફમાં શામેલ કરીને તવાફ કરવું વાજિબ છે. તવાફ થોભ્યાં વગર લગાતાર હોવું જોઈએ. તવાફ દરમિયાન જ્યારે રૂકને યમાની પાસે પહોંચો તો તેને બન્ને હાથો અથવા માત્ર જમણા હાથથી અડવું સુન્નત છે. ધ્યાન રહે કે એ વખતે છાતી અથવા પગના પંજા બયતુલ્લાહ તરફ ન થઈ જાય.

રૂકને યમાની અને હજરે અસ્વદ વચ્ચે આ દુઆ પઢો :

*રબ્બના આતિના ફિદ્દુન્યા હસનતંવ્વ ફિલ આખિરતિ હસનતંવ્વ કિના અઝાબન્નાર વ*

*અદખિલનલ્જન્નત મઅલ્અબરાર.*

*યા અઝીઝો યા ગફ્ફારો યા રબ્બિલ આલમીન.*

તવાફની દુઆઓની સાથો સાથ દરૂદ શરીફ પણ પઢતા રહેવું જોઈએ. ધ્યાન માં રહે કે તવાફ ના શરૂઆતથી અંત સુધી હજરે અસ્વદનો ઈસ્તેલામ આઠ વખત થાય છે.

આઠમા ઈસ્તેલામ પછી મકામે ઈબ્રાહીમ પાસે બે રકઅત નમાઝ વાજિબુત્તવાફ ની નિય્યત થી અદા કરી મુલ્તઝિમ ઉપર દુઆ કરી ઝમઝમના કુવા પાસે આવો.

## ઝમઝમનું પાણી પીતી વખતે

*યા અલ્લાહ આ પાણી હું કયામતના દિવસે લાગનારી પ્યાસ સામે રક્ષણ અને દુનિયાની તમામ બીમારીયોથી શિફા માટે પીઉ છું.*

ઝમઝમનું પાણી બિસ્મિલ્લાહ પઢીને ખૂબ પેટ ભરીને પીવું જોઈએ તથા શરીર ઉપર છાંટવુ જોઈએ. ત્યાર પછી કા'બા શરીફ તરફ મોઢું કરી દુઆઓ માંગો :

*અય અલ્લાહ હું તારા પાસે થી લાભકર્તા ઈલ્મ, વિશાળ રોઝી, નેક અમલ અને દરેક બીમારી થી શિફા ચાહું છું.*

## સઈ

જે તવાફ પછી સઈ કરવાની હોય તે તવાફ અને તેની બે રકઅત પૂરી કર્યા પછી સઈ માટે રવાના થતા પહેલાં હજરે અસ્વદ તરફ પાછા ફરવું એટલે નવમી વાર હજરે અસ્વદને ચુંબન કરી સઈ માટે સફા પર આવો. કા'બા શરીફ તરફ મોઢું કરી સઈ ની નિય્યત કરો :

*અય અલ્લાહ હું સફા અને મરવહ વચ્ચે સાત ફેરાની નિય્યત કરૂ છું ખાસ તારી રઝામંદી માટે તુ મારા માટે તેને આસાન કર અને કબૂલ ફરમાવ.*

આ પ્રમાણે નિય્યત કરી બન્ને હાથ ખભા સુધી ઉઠાવો પછી ત્રણ વખત જોર થી કહો :

*અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર,*
*અલ્લાહુ અકબર વ લિલ્લાહિલ્હમ્દ.*

પછી પોતાના માટે, માં, બાપ અને

સગા સંબંધીઓ માટે દુઆ માંગો. ત્યાં દુઆ કબૂલ થાય છે. પછી સઈ શરૂ કરો અને આ દુઆ પઢતા પઢતા મરવહ તરફ ચાલો :

*સુબ્હાનલ્લાહિ વલહમ્દુ લિલ્લાહિ,*
*વલાઈલાહ-ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર*
*વલાહૌલ-વલા કુવ્વત ઈલ્લા બિલ્લા*
*હિલ્અલિય્યિલ અઝીમ વસ્સલાતુ વસ્સલામુ*
*અલા રસૂલિહિલ્કરીમ.*

સફા અને મરવહ વચ્ચે જ્યાં દીવાલમાં લીલા રંગના થાંભલાઓ લગાડવામાં આવ્યા છે ત્યાંથી બીજા લીલા રંગના થાંભલાઓ સુધી મરદોએ દોડવું (ઝડપથી ચાલવું) સુન્નત છે. સ્ત્રીઓ માટે નહીં.

આ પછી પોતાની અસલ ચાલ ચાલો. લીલા થાંભલાઓ વચ્ચે દુઆ કબૂલ થાય છે ત્યાં દુઆ માંગો

*અય પરવરદિગાર બખશિશ અને રહમ ફરમાવ અને તે ભૂલચૂક કે જેનાથી તુ વાકિફ છે દરગુજર ફરમાવ, બેશક તુ મહાન ઈઝઝતવાળો અને બેહદ કૃપા કરનાર છે.*

છેવટે મરવહ ટેકરી ઉપર સાતમું ચક્કર પૂરૂ કરી દુઆ માંગો. ત્યાર પછી ઉમરહ કરવાવાળા લોકો માથા ના વાળ મુંડાવી લે, પોતાના હાથે અથવા એક બીજા ના વાળનું મુંડન કરી શકે છે. ઔરત માથાના વાળ એક બોટકાં (વેંઢા) થી થોડાક વધારે પોતે કાપે અથવા પતી અથવા મેહરમ પાસે કપાવે.

હવે એહરામની પાબંદી ખતમ થઈ ગઈ. સીવેલા કપડા પહેરી લો. મક્કા શરીફમાં રહો ત્યાં સુધી નફલ તવાફ અને ઉમરહ ખૂબ કરો.

## મક્કા શરીફમાં રોકાણ અને ઉમરહ

પોતાના માટે તેમજ માં, બાપ, બુઝુર્ગાને દીન, સગા-સંબંધીઓ ના ઈસાલે સવાબ માટે ઉમરહ કરવાની હનફી મઝહબમાં ઈજાઝત છે. જ્યારે ઉમરહ કરવા ચાહો ત્યારે રહેઠાણથી ગુસલ અને વુઝૂ કરી એહરામ બાંધી મક્કા શરીફ થી પાંચ કીલો મીટર દૂર તનઈમ (મસ્જિદે આયશા) બસમાં જઈને બે રકઅત એહરામની નિય્યત થી નફલ પઢો.

સલામ ફેરતા માથા ઉપર થી ચાદર હટાવી ઉમરહની નિય્યત પછી ત્રણ વખત આવાજ થી તલબિયહ પઢો, હવે તમે ફરી એહરામ માં આવી ગયા. તલબિયહ પઢતા પઢતા હરમ શરીફ આવીઉમરહની નિય્યતથી તવાફ કરો પછી બે રકઅત વાજિબુત્તવાફ ની નફલ પઢો પછી ઝમઝમનું પાણી પીને ઈસ્તેલામ પછી ઉમરહની સઈ (સફા મરવહની) કરી માથું મુંડાવો. હવે ઉમરહ પુરો થઈ ગયો.

મક્કા શરીફ માં રોકાણ દરમિયાન જેટલા ઉમરહ કરી શકો તથા નફલ તવાફ કરી શકો તેટલા કરો ફરી આ સોનેરી તક નહીં મળે.

## ૮ ઝિલ્હજ્જા થી હજ માટે તૈયારી અને મિના માટે રવાનગી

સાત ઝિલ્હજ્જા મગરિબ પછી આઠની રાતમાં મિનાની રવાનગી માટે તૈયારીઓ કરી લો. વાળ, નખ સાફ કરી હજના એહરામની નિય્યતથી ગુસલ અને વુઝૂ કરી એક ચાદર બાંધી લો અને એક ચાદર ઓઢી લો. આ કામો તમારે ઘરે કરી

હરમ શરીફમાં જઈ નફલ તવાફ કરી માથું ઢાંકી બે રકઅત નફલ એહરામની નિય્યત થી પઢી સલામ ફેરવી માથું ખોલી નાખવું હજની નિય્યત કરો :

*અય અલ્લાહ ! હું હજની નિય્યત*
*કરૂ છું મારા માટે આસાન કર અને કબૂલ*
*ફરમા અને મારી મદદ ફરમા, મારા માટે*
*બરકત આપ. નિય્યત મેં કરી હજની એના*
*સાથે એહરામ બાંધયું અલ્લાહ માટે.*

પછી ત્રણ વખત જોર થી તલબિયહ પઢો અને ધીમેથી દરૂદ શરીફ પઢો. હવે ફરી તમે એહરામ ની પાબંદીમાં આવી ગયા. મિના તરફ રવાનગીમાં રસ્તામાં તલબિયહ વધુમાં વધુ પઢો જે અલ્લાહને બહુ પસંદ છે.

## હજ નો પહેલો દિવસ

મિના પહોંચી પોતાના તંબુમાં સામાન મૂકી આરામ કરો અને આઠમીની ઝોહર, અસર, મગરિબ, ઈશા, અને નવમી ની ફજર પઢો.

# હજ નો બીજો દિવસ

(હજની રૂહ, યવમે અરફાત)

આજે મોટામાં મોટું રૂકન અદા કરવાનું છે જેના વગર હજ થશે નહીં. સૂરજ નીકળ્યા પછી મિનાથી અરફાત જવાનુ છે જે મક્કાથી ૧૫ કીલોમીટર છે. હઝરત આદમ (અલે.) તેમજ માં હવા ની જન્નતથી ઉતર્યા પછી મિલાપ ઓળખ અહિયાં થઈ હતી.

જે માણસ વખતસર અરફાતમાં નહી પહોંચશે તેની હજ થશે નહીં. હજનું સૌથી મોટું અને મહત્વનું રૂકન વકૂફે અરફાત છે. વકૂફનો સમય ઝવાલ થી ગુરૂબ સુધી છે.

## અરફાતના મેદાનમા પઢો

૧ લાઈલાહ-ઈલ્લલ્લાહૂ વહદહૂ લાશરીકલહૂ લહૂલ મૂલ્કુ વલહૂલ હમ્દુ વહૂવ અલા કુલ્લે શૈઈન કદીર ૧૦૦ વખત

૨ કુલ્હુવલ્લાહૂ અહદ (પૂરો) ૧૦૦ વખત

૩ દરૂદ શરીફ ૧૦૦ વખત

અસ્તગફિરૂલ્લાહલ્લઝી લાઈલાહ ઈલ્લા હુવ

હૈયુલ કૈયુમ વ અતુબો ઈલૈહ ૧૦૦ વખત
અસરની નમાઝ પછી કિબ્લા તરફ મોઢું કરી મગરિબ સુધી ઊભા રહો (થાકી જાવ તો બેસીને) હાથ ઊંચા કરી ખૂબ દુઆ માંગો. દુઆના કબૂલ થવાનો સમય છે. જે ફરી મળવાનો નથી આંસૂ વહાવી લો એ આંસૂ કામ આવશે.યાદ રાખો કે ગુરૂબ પછી અરફાતમાં મગરિબ પઢયા વગર મુઝદલિફા તરફ રવાનગીની તૈયારી કરવી.

મુઝદલિફા પહોંચી નમાઝે ફર્ઝે મગરિબ અને ઈશા એક અઝાન અને એક અકામતથી પઢવાની છે. પછી પહેલા મગરિબની સુન્નત તે પછી ઈશાની સુન્નત અને વીતર પઢવી. રમી માટે ૪૯ કાંકરીયો વીણી અને ધોઈને રાખી લો. થોડાક આરામ કરી તહજ્જુદ પઢવી અફઝલ છે. આ રાત શબે કદર કરતા અફઝલ છે.

મુઝદલિફામાં થોભવું (વકુફ) વાજિબ છે. તેનો સમય સુબ્હે સાદિક થી તુલૂઅ આફતાબ સુધી છે. થોડીક વાર પછી મિના રવાના થઈ જાવ.

## ૧૦ ઝિલ્હજ્જા (ત્રીજો દિવસ)

૧૦ મીએ મુઝદલિફા થી મિના આવી સૌ પ્રથમ (પહેલા અને બીજા જમરહ ને છોડીને) જમરએ-ઉકબા (મોટા શયતાન) ને સાત કાંકરીઓ મારવી (સમય સુબ્હ સાદિક થી ઝવાલ પહેલા મસ્નૂન છે.) જમરએ ઉકબા પર પહેલી કાંકરી ફેકતા તલબિયા બંદ કરી કાંકરી મારતી વખતે આ પઢો :

*બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર*

*રગમલ - લિશ્શયતાને વર્ઝિલ-લિર્રહમાન.*

રમી પછી કુર્બાની કરો. પછી માથાના વાળ મુંડાવી એહરામ ખોલી નાખો પછી તવાફે ઝિયારત માટે મક્કા શરીફ આવો. તવાફે ઝિયારત કરી ફરી મિના આવી જાવો. ૧૧ ઝિલ્હજ્જા ચોથા દિવસે ૧૨ ઝિલ્હજ્જા પાંચમા દિવસે ઝવાલ પછી રમી કરવી ત્રણે જમરાત ને.

## તવાફે વિદાઅ

મક્કા શરીફથી છેલ્લી સમય વિદાઅ થતા પહેલા, તવાફે વિદાઅ ની નિય્યત થી

તવાફ વાજિબ છે. તવાફ તથા રૂખસત વખતે પોતાના ઉપર ગમની લાગણી પૈદા કરવી. રડતા દિલે અને વહેતા આંસૂ સાથે ફરી આવવાની દુઆ સાથે વિદાઅ લેવી.

**જે જગ્યા પર દુઆઓ કબૂલ થાય છે**

(૧) તવાફની જગ્યા (૨) મુલ્તઝિમ હજરે અસ્વદ અને બયતુલ્લાહના દરવાજાની વચ્ચેની જગ્યા (૩) હતીમના અંદર (૪) બયતુલ્લાહ શ. ના અંદર (૫) હજરે અસ્વદ પાસે (૬) કા'બા શ. ના દરવાજા સામે (૭) રૂકને યમાનીના પાસે (૮) કા'બા ના તે દરવાજા પાસે જે બંધ કરી દેવામાં આવ્યો છે (૯) જ્યારે સૌ પ્રથમ કા'બા શરીફ પર નઝર પડે ત્યારે (૧૦) મકામે ઈબ્રાહીમના પાસે (૧૧) ઝમઝમના કુવા પાસે (૧૨) સફા મરવહના પહાડ પર (૧૩) સફા મરવહ વચ્ચે અને ખાસ કરી બન્ને લીલા થાંભલાઓ ની વચ્ચે (૧૪) મિનામાં ખાસ કરી ને મસ્જિદ ખયફ માં (૧૫) મિનામાં ત્રણે જમરાત પાસે (૧૬) અરફાતમાં (૧૭) મુઝદલિફામાં.



અલ્લાહુમ્મ સલ્લિ અલા
મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ
વ અલા આલિહી વસલ્લિમ તસ્લીમા.

## મદીના મુનવ્વરા ની ઝિયારત

જ્યારે મદીના મુનવ્વરા ના પ્રવાસે જવા લાગો જે એક ઈબાદત છે ત્યારે રોઝએ પાક અને મસ્જિદે નબવી બન્નેની ઝિયારતની નિય્યત કરવી.

રસ્તામાં દરૂદ શરીફ પઢતા રહેવું. ઉતારા પર પોંહચી સારી પેઠે નાહી ધોઈ, મિસ્વાક કરી, નવા અથવા સારા વસ્ત્ર પરિધાન કરી. સફેદ પોશાક હોય તો વધુ સારૂં પછી ખુશ્બૂ લગાડી. મસ્જિદે નબવીમાં સુન્નત તરીકા થી દાખલ થઈ બે રકઅત તહિય્યતુલ મસ્જિદ અદા કર્યા પછી દરૂદ શરીફ પઢતા પઢતા રૌઝએ મુકદદસ પાસે આવી "મુવાજહશરીફ" માથા તરફની દીવાલની ખુણાવાળા થાંભલાથી ત્રણ ચાર હાથ દૂર ઊભા રહી જાઓ. કિબ્લા તરફ પીઠ હોય અને ચહેરો જરા ડાબી તરફ વળેલો હોય જેથી હુઝૂર નો નૂર થી ભરપૂર ચહેરો મુબારક સામે થઈ જાય નજર નીચે રાખવી. આ સમય આમ તેમ જોવું સખત બેઅદબી છે. હાથ અને પગ સ્થિર અને વકાર થી રહેવું.

ત્યાર પછી રહમતે - આલમ (સ.અ.વ.) ને પોતાની કબર શરીફમાં જીવંત ખ્યાલ કરી, નૂરાની ચહેરા મુબારક જાણે મારી બિલકુલ સામેજ છે. હુઝૂર (સ.અ.વ.) ને મારી હાજરીની જાણ છે જાણે આપની હયાતીમાં હું આપની મજલિસમાં હાજરી આપી રહયો છું એમ સમઝી ને

**અદબ થી સલામ પઢવું**

*અસ્સલાતુ વસ્સલામુ અલયક યા રસૂલલ્લાહ*
*અસ્સાલાતુ વસ્સલામુ અલયક યા નબીય્યલ્લાહ*
*અસ્સલાતુ વસ્સલામુ અલયક યા હબીબલ્લાહ*
*અસ્સલાતુ વસ્સલામુ અલયક યા ખૈરખલ્કિલ્લાહ*
*અસ્સાલાતુ વસ્સલામુ અલયક યા ખાતમલ્અંબિયા*
*અસ્સલાતુ વસ્સલામુ અલયક યા સય્યિદુલ*
*અંબિયાઈ વલ્ મુરસલીન વરહમતુલ્લાહિ વ બરકાતુહ.*

**શફાઅત ની દરખાસ્ત કરો**

દરૂદ શરીફ પઢો. ત્યાર પછી પોતાના બુઝુર્ગો અને સગા સ્નેહીઓના સલામ પહોંચાડો.

ત્યાર પછી લગભગ એકાદ હાથ જમણી તરફ

હટીને હઝરત અબૂબકર સિદ્દીક (રદી.) ની ખિદમતમાં સલામ રજૂ કરો :

*અસ્સલામુ અલયક યા સય્યિદના*
*અબાબ કરિનિસ્સિદદીક.*
*અસ્સલામુ અલયક યા ખલીફતુ રસૂલિલ્લાહ*
*અસ્સલામુ અલયક યા વઝીરો રસૂલિલ્લાહ*
*અસ્સલામુ અલયક યા સાહેબો રસૂલિલ્લાહ*
*ફિલ ગાર વરહમતુલ્લાહિ વબરકાતુહ*

ત્યાર પછી વળી એક હાથ જમણી બાજુ હટીને સય્યિદિના હઝરત ઉમર ફારૂક (રદી.) ની રૂબરૂ સલામ અરજ કરો :

*અસ્સલામુ અલયક યા ઉમર ઈબ્નુલ ખત્તાબ*
*અસ્સલામુ અલયક યા અમીરૂલ મોઅ્મિનીન*
*અસ્સલામુ અલયક યા ઈઝઝલ ઈસ્લામે*
*વલ મુસ્લિમીન*
*અસ્સલામુ અલયક યા અબલ ફુકરાઈ*
*વઝઝીઅફાઈ વલ અરમિ વલ અયતામિ*
*વરહમતુલ્લાહિ વબરકાતુહ !*

આ પવિત્ર કબરોના પ્રકાર અને સ્વરૂપ અંગે સીરતની કિતાબોમાં વિવિધ આકારો આપવામાં આવ્યા છે. આલીમોની નજરે સૌથી વધુ સાચુ કથન આ છે કે :

હઝરત અબૂબકર (રદી.) નું માથું નબીએ કરીમ (સ.અ.વ.) ની છાતી મુબારક પાસે છે અને હઝરત ઉંમર (રદી.) નું માથું હઝરત અબૂબકર (રદી.) ની છાતી પાસે છે.

હુઝૂરે અકરમ (સ.અ.વ.)

હઝરત સિદ્દીકે અકબર (રદી.)

હઝરત ઉમર ફારૂક (રદી.)

# હાજી સાહેબો માટે કાબિલે તવજ્જોહ વાત

આ કિતાબમાં હાજી સાહેબો માટે મનાસિકે હજ અને ઉમરહ બાબતના દરેક અરકાનો ને આવરી લેવાયા છે. હજ અને ઉમરહ ના મૌકા ઉપર ક્યા અરકાન ક્યાં અદા કરવાનો છે તેનું તફસીલી બયાન સીધી અને સરળ ભાષામાં આપવામાં આવ્યું છે ને સાથે સાથે મદીના મુનવ્વરહમાં રૌઝએ અકદસ ઉપર દરૂદો સલામ પૈશ કરવાના આદાબનું પણ બયાન કરવામાં આવ્યું છે.

કહેવાનું તાત્પર્ય એ કે આ કિતાબ હાજી સાહેબોને ગાઈડ ની ગરજ પૂરી કરશે, ઈન્શાઅલ્લાહ.

**તા.ક.** : જે સાહેબોને આ કિતાબ સવાબની નિય્યતથી તથા મર્હૂમોના ઈસાલે સવાબ માટે વહેંચવાની હોય અને તેમને આ કિતાબામાં પોતાનું નામ છપાવવાની ઈચ્છા હોય તો તે ઈન્તિઝામ પણ ફ્રિ કરી આપીશું.


પ્રકાશક

**કાઝી બુક ડેપો**

રાનીતલાવ, મરકઝ સામે, સુરત

(ફોનઃ ૦૨૬૧-૨૪૯૧૯૮૫)